## ૧૮ સામાન્ય જિન-સ્તવન.

(રાગ—ચોરતે ચોરતે ચારે બાજુ ચોર, કોઈ ધનનો ચોર)

સાચો સાચો છે તું હિ સાચો દેવ—
કોઇ ક્રોધી દેવ, કોઈ માની દેવ,
કોઈ માયી લોભી દેવ. સાચો છે૦—(ટેક)
મોહસાગરમાં મગ્ન બન્યા છે, બીજા જગમાં દેવ.
સાચો છે સાચો છે તું હિ સાચો દેવ.
દ્વેષ દાવા-નળથી બળીયા, બીજા જગમાં દેવ....
સાચો છે૦ ૧
કામિનીરંગી શસ્ત્રોસંગી, માલાંગી એ દેવ....
સાચો છે૦
દોષ અઢાર નિવારક તારક, પાયક જિનવર દેવ!
સાચો છે૦ ૨
મુદ્રા તારી શાંતિ સુધાની, ક્યારી ન્યારી દેવ.
સાચો છે૦

સર્વ ગુણોનો ધામી સ્વામી, અંતર્યામી દેવ.
સાચો છે૦ ૩

કોઇ બતાવે કોટી કપટ તો, છોડું નહિ તુમ દેવ.
સાચો છે૦

ચિંતામણી છોડી કોણ લેવે, પત્થર કરમાં દેવ.
સાચો છે૦ ૪

**સુરવિંદ**-વંદિત વંદન કરીને, માગું સદા તુજ સેવ.
સાચો છે૦

**નેમિ-લાવણ્ય** સેવક **દક્ષની**, અરજી ધારો દેવ.
સાચો છે૦ ૫

## ૧૯. સિદ્ધગિરિમંડન-આદિજિન સ્તવન.

(વ્હાલા વીર જીનેશ્વર જન્મ જરા નિવારજો રે-એ રાગ)

[ રાગ-સોરઠ, તાલ-ત્રિતાલ ]

પ્યારા સિદ્ધગિરિમંડન! વંદન કોટી સ્વીકારજો રે;
મારા-નાથ નિરંજન! અંજન પ્રેમનું આંજજો રે.
—પ્યારા૦ (ટેક) ૧

તુમ વિન રખડ્યો હું ભવવનમાં,
દુઃખ બહુ પામ્યો પલપલમાં;
હવે એ દુઃખને દૂર પ્રભુ નિવારજો રે.
—પ્યારા૦ ૨

ત્રિભુવનભાનુ ! આપ પધારો,
અમ અંતર આનંદ વધારો;
પ્રેમે સુમતિ જ્યોતિ નાથ ! જગાવજો રે.
—પ્યારા૦ ૩

સિદ્ધગિરિસમ નહિં કોઈ તીરથમાં,
તુમ સમ કો નહીં દેવ જગતમાં;
મ્હેર નજરથી નાથ ! સેવકને તારજો રે.
—પ્યારા૦ ૪

નાભિનરિંદના નંદન ! જિનજી,
કર્મ નિકંદન કર હમ પ્રભુજી;
**નેમિ-લાવણ્ય-દક્ષ** સદા ઉગારજો રે.
—પ્યારા૦ ૫

## ૦.તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિ–સ્તવનમ્

તુમ હિ ને મુજકો પ્રેમ શીખાયા.) (ભીમપલાસ–રાગ)

સિદ્ધગિરિ દર્શન પુણ્યે પાયા,
ભવ્યપનાકા સિક્કા લગાયા. —(ટેક).

ભાગ્યરવિ[1] ઉદયાચળ આયા,
મન વિકસાયા, ધન્ય બનાયા;
તુમ હિ હો [2]ભવઝાઝ, ગિરિવર!
તુમ હિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૧

ર્મતિ દુર્ગતિ પાપ પલાયા,
દિલમેં લાયા, મોહ હટાયા;
તુમ હિ હો ભવઝાઝ, ગિરિવર!
તુમ હિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૨

સિદ્ધિનિકેતન સુરતરૂ પાયા,
શીતળ છાયા, તાપ હટાયા;

---

૧ સદ્ભાગ્યરૂપ સૂર્ય, ઉદયરૂપ પર્વત પર આરૂઢ હુવા,
૨ સંસારસમુદ્ર કો તૈરનેમેં નૌકા (સ્ટીમર) સમાન.

તુમ હિ હો ભવઝાઝ ગિરિવર !
તુમ હિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૩

યુગાદીશ્વર સિદ્ધગિરિ રાયા,
ધ્યાન ધરાયા, વાંછિત પાયા;
તુમ હિ હો ભવઝાઝ, ગિરિવર !
તુમ હિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૪

**નેમિ-લાવણ્ય** સેવકે ગાયા,
તીરથરાયા, પ્રણમી પાયા;
**દક્ષ** તણા મનોહાર, ગિરિવર !
**દક્ષ** તણા મનોહાર. સિદ્ધ૦ ૫

## ૨૧. આદિજિન-સ્તવનમ્

(જનારા જાય છે તું ક્યાં, અમારાં આંસુ લૂતો જા-એ રાગ)
[ ગઝલ ]

જીવન આધાર જિનવરને, ભજી જીવ લાવો લેતો જા;
[૧] દિવાકર આદિ જિન ભજને,
[૨] જિગર જ્યોતિ જગાતો જા. જીવન૦ —(ટેક)

---

૧. સૂર્ય સમાન આદિજિનના ભજનથી. ૨. આત્મજ્યોતિ.

વિકસ્વર બોધથી કીધાં, જેણે યુગળિક મન કમળો;
[1] નિવારક કર્મ રજનીથી, ઉદય-પ્રભાત જોતો જા.
જીવન૦ ૧

ભરતને સૌ કળા શીખવી, વળી બાહુબળીજીને;
કહ્યા [2] લક્ષણ તણા અર્થો, ચતુર સુજ્ઞાની ગાતો જા.
જીવન૦ ૨

લીપી વિજ્ઞાન બ્રાહ્મીને, ગણિતનું જ્ઞાન સુંદરીને;
સમર્પ્યું વામ હસ્તેથી, અંતર વિજ્ઞાન લેતો જા.
જીવન૦ ૩

અઢાર કોડાકોડી સાગર, થકી જે બંધ મુક્તિદ્વાર;
ભરતમાંહિ પ્રથમ ખોલ્યું, પ્રથમ જિનરાજ ભજતો જા.
જીવન૦ ૪

મૈયા મરૂદેવીના હસ્તે, જગત ઉપકારને વાસ્તે;
**નેમિ લાવણ્યનો દક્ષ**, કહે જિન ધ્યાન ધરતો જા.
જીવન૦ ૫

---

૧ કર્મરૂપી રાત્રિને દૂર કરનારા. ૨ સામુદ્રિકશાસ્ત્ર.

## ૨૨. શ્રીઝગડીયા તીર્થાધિપતિ-સ્તવનમ્.

( બચપનકા યાદ આયા, ભૂલા હુઆ જમાના—એ રાગ )

[ જેવી કરે છે કરણી...ઇત્યાદિ રાગોમાં પણ ગવાય છે. ]

ઝગઝગતા ઝગડીયા-તીર્થેશ દર્શ પાના;
ગુન ગાકે આદિ જિનકા, ભવદુ:ખકો મીટાના.
ઝગ૦ ૧

માણેક દીપચંદા, રવિસે ભી જો ઉમંદા;
અધિકા પ્રકાશ કારી, નાભિકે નંદ ભજના.
ઝગ૦ ૨

મોહન મૂર્તિ જિનકી, પારસ મણી સી પલકી;
કલ્યાણ અર્થી ! ભજ કર, કલ્યાણ કંદ પાના.
ઝગ૦ ૩

શાંતિ સુધા કે ધામી, જગસ્વામી નામી નામી;

ભક્તિ ગુલાબ જલસે, સંતાપ કો શમાના.
ઝગ૦ ૪

નેમિ-લાવણ્ય કેરા, શિશુ દક્ષ કા સહારા;
બનસિંહ રૂપ જિનસે, અઘ હાથી કો ભગાના.
ઝગ૦ ૫

## ૨૩. શ્રીઝગડીયા તીર્થાધિપતિ સ્તવન

(રાગ–કાલી કમલી વાલે તુમપેં લાખો સલામ.)

ઝગડીયાના આદિ જિનને પ્રેમે નમન–(અંચલી)
ઋષભ જિણંદની પડિમા ભારી,
સુરનરના મનને હરનારી;
[1]લાવણ્ય અપાર, જિનને પ્રેમે નમન. ઝગ૦ ૧

દેશદેશનાં યાત્રિક આવે, દર્શન પૂજનથી સુખ પાવે;
સાધે સિદ્ધિ સાર, જિનને૦ ઝગડીયા૦ ૨

---

૧ સૌંદર્ય.

મનોરથ મનના સઘળા ફળીયા,
મરૂદેવી [1]નાનડીયા મળીયા;
ટળીયા ભવના તાપ, જિનને૦ ઝગડીયા૦ ૩

પરઉપકારી જગહિતકારી,
મિથ્યાતિમિરને દૂર નિવારી;
કેવળ જ્યોતિ જગાવ, જિનને૦ ઝગડીયા૦ ૪

ભવભવ તારા ચરણુની સેવા,
ચાહું નિત્યે શિવસુખ લેવા;
વિનંતિ સ્વીકાર, જિનને૦ ઝગડીયા૦ ૫

**તપગચ્છનાયક નેમિસૂરીશ્વર,**
તસ પટ્ટધર **લાવણ્યસૂરીશ્વર;**
શાસનના એ સ્થંભ, જિનને૦ ઝગડીયા૦ ૬

[2]**છાયાપુરીથી** તસ ઉપદેશે,

---

૧. મરૂદેવીમાતાના પુત્ર. ૨. છાણીગામથી.

ધુરાશા સંઘ લાવે હર્ષે;
કીધું ઉજ્વળ કૂળ, જિનને૦ ઝગડીયા૦ ૭
મણિ માણેકસી આંગી રચાવે,
નિર્મલ ભાવે આનંદ પાવે;
વર્તે લીલા લ્હેર, જિનને૦ ઝગડીયા૦ ૮
ઓગણીસ તાણું ફાગણુમાસે,
શુદ બીજે જાત્રા કરી હોંસે;
દક્ષ લહે ભવતીર, જિનને૦ ઝગડીયા૦ ૯

## ૨૪. કાવિતીર્થ નાયક સ્તવનમ્.

( રાગ—સર ફીરોશીકી તમન્ના. )

કાવિમંડણુ [1]દુરિત ખંડણુ, પૂરણુ પુણ્યે ભેટીયા;
નાભિનંદન મુખડું નીરખી, હરખી સંકટ મેટીયા.
(ટેક)

---

૧ પાપ.

આદિ નરિંદા આદિ મુણિંદા,
આદિ જિણુંદા છો દિણુંદા;[1]
આદિ તીરથ–નાથ દેવિંદા,
જગે ઝગે તુજ જ્યોતિ અમંદા. કાવિ૦ ૧

ઋષભ જિનવર ચરણુ ચીલે,
મુક્તિ મારગ સ્હેજે મીલે;
અષ્ટ કર્મના દળને પીલે,
ભવિ સદા આનંદ ઝીલે. કાવિ૦ ૨

કામિતપૂરણુ સુરમણી પાયા,
સફળ થઈ અમ કામના;
ભાવઠ ભવની દૂર થઈ,
જેથી ટળી કુવાસના. કાવિ૦ ૩

---

૧ સૂર્ય.

ત્રિવિધ તુજ સેવ ના હેવા,[1]
સુર અસુર નર નાયક જેવા;
ચાહું સદા જિન-ચરણુ સેવા,
મુક્તિનિલયના મેવા લેવા. કાવિ૦ ૪
ઓગણીસ ચોરાણું સાલ માઘે,
વદ બારસે યાત્રા કરી;
પ્રથમ[2] ધર્મનાયક નમી,
સ્થંભતીર્થથી આવી કરી.[3] કાવિ૦ ૫
પ્રણુમી **નેમિસૂરિરાયા,**
ગુરુ **લાવણ્યસૂરિ** [4]પાયા;
**દક્ષ** સદા કર જોડી વિનવે,
લળી લળી જગદીશ ગાયા. કાવિ૦ ૬

---

૧ સેવા કરવાની ટેવવાળા. ૨ પ્રથમ શ્રી ધર્મનાથ સ્વામિજીને નમીને, અથવા આ આરામાં પ્રથમ ધર્મના પ્રવર્ત્તક શ્રી આદિજિનને નમન કરીને. ૩ ખંભાતથી આવીને. ૪ ચરણો.

## ૨૫. જાવાલમંડન શ્રી આદિજિન સ્તવનમ્.

( રાગ—ભૈરવી, તાલ—ત્રિતાલ )

( પ્રભુ આપ અવિચલ નામી હો—એ રાહ )

પૂજો પ્રણુમો પ્રથમ જિણૂંદા,
નાભિનરિંદ કે નંદાજી;
ભાવભરી ભક્તિ રસસે,
સીંચો શિવતરૂ કંદાજી—(ટેક)
પ્રથમ નરેશ્વર પ્રથમ મુનીશ્વર,
પ્રથમ જિનેશ્વર ધ્યાનાજી;
પ્રથમ ચતુર્વિધ સંઘકે સ્થાપક,
વૃષભલંછન ગુન ગાનાજી—પૂજો૰ (૧)
ચંદ્ર કલંકી પ્રભુ અકલંકી,
રવિ વિભુમેં ભી જુદાઇ જી;
લોક અલોક પ્રકાશક કેવલ,—
જ્યોતિ જિનકી સવાઇ જી—પૂજો૰ (૨)

અસ્તોદય યુત ચંદ્ર સુરજ હૈં,
રાહુસે ગ્રહણુકો પાતે જી;
નિત્યોદય યુત પ્રભુ મેરે પ્યારે,
કર્મ રાહુકો હટાતે જી-પૂજો૦ (૩)

ભવ્ય લોહા કો કંચનકર્તા,
**પાર્શ્વ**મણી હૈ ઉમંદાજી;
**શાન્તિ**નિકેતન **સુમતિ**કે દાતા,
**યુગાદીશ જિનચંદા**જી-પૂજો+ (૪)

**જાવાલ-મંડન** જિનવરજીકા,
મહિમા અપરંપારાજી;
**નેમિ-લાવણ્ય** ચરણોપાસક,
**દક્ષવિજય** દુઃખ હારાજી-પૂજો૦ (૫)

+ ઇસ ગાથામેં અર્થાપત્તિસે જાવાલ (મારવાડ) મેં શ્રીઆદિ-સુમતિ-ચંદ્ર-શાન્તિ પાર્શ્વ જિનવરોં ... પાંચ મંદિર રૂપ પંચતીર્થીકા ભી સૂચન કીયા ગયા હૈ

## ૨૬. શ્રી સ્થંભન પાર્શ્વનાથ-સ્તવનમ્

(નાગર વેલીઓ રોપાવ, તારા રાજ મહેલોમાં—એ રાગ)

થંભણુ મંડણુ [1]સ્વામ, કરૂં [2]પ્રણુયે પ્રણામ;
થંભણુપાસ જિણંદ, કરૂં પ્રણુયે પ્રણામ (અંચલી)

શિરતાજ પાયા આજ, જેથી ધન્ય દિવસ આજ;
સિધ્યાં વાંછિત કાજ, કરૂં પ્રણુયે પ્રણામ.—થંભણુ૦ ૧

[3]કામઘટ મુજ [4]ઘટમાં, પ્રકટયો તું હિ પલકમાં;
આનંદ મંગલકાર, કરૂં પ્રણુયે પ્રણામ—થંભણુ૦ ૨

સુરનરનાયક પ્યારા, કોટિ દાસ પ્રભુ છે તારા;
તું મુજ એક આધાર, કરૂં પ્રણુયે પ્રણામ—થંભણુ૦૩

સુમતિદાતા સુમતિ આપ, કાપી પાપ [5]અમાપ;
મારી મોહને [6]થાપ, કરૂં પ્રણુયે પ્રણામ—થંભણુ૦૪

**નેમિસૂરીશ્વર** નેહે, ગુરૂ લાવણ્યસૂરિ સોહે;
**દક્ષ** જીગર ઉગાર, કરૂં પ્રણુયે પ્રણામ—થંભણુ૦૫

---

(૧) સ્વામિ. (૨) પ્રેમપૂર્વક. (૩) મનોવાંછિત-દાતાર કામકુંભ. (૪) મારા અંતરમાં. (૫) અગણીત (૬) તમાચો.

# શ્રી નૂતન જિનસ્તવન-ચોવીશી.

## મંગલાચરણમ્

(હરિગીત છંદ)

પ્રણુમી પ્રણુયે ત્રૈણ કરણે કારણે મંગલ તણા;
**ચોવીશ જિનને** જે સદા સુખ સંપદા દાતા ઘણા;
જગપૂજ્યના પણ પૂજ્ય જેને પૂજ્યભાવે પૂજતા,
સહુ દેવમાં દેવાધિદેવા મોક્ષ મેવા આપતા. ૧
કલ્લોલ મંગલ જલ તણી [૧]કલ્લોલિની મલહારિણી,
[૨]તરણી-સમાણી તારિણી ભવસિંધુની તમવારિણી;
અગણીત ગુણમણી ખાણી,
**વાણી** [૩]સ્રાવિણી અમૃત તણી,
જિનરાજ [૪]વદનાદ્રિ તણી હૃદયે ધરી કુમતિ હણી. ૨

---

૧ નદી. ૨ નૌકા સમાન, અથવા સૂર્ય સમાન.
૩ ઝરાવનારી. ૪ શ્રીજિનમુખરૂપી પર્વતમાંથી નીકળેલી.

**સ્થંભનપતિ શ્રીપાર્શ્વપતિ[૧]**
શ્રીપાર્શ્વજિનપતિને સ્મરી;
તપગચ્છનાયક **નેમિસૂરિ-રાજને** વંદન કરી;
ગુરૂરાજ **શ્રીલાવણ્યસૂરિ-રાયને** હૃદયે ધરી,
**ચોવીશી** વિરચું **દક્ષ** હું જિનરાજના સ્તવને કરી. ૩



## ૧. શ્રી કેશરીયાજી-આદિજિન સ્તવનમ્.

( રાગ-ગઝલ )

કેસરીયાનાથ કા વંદન, અનાદિ પાપ નિકંદન;
ધુલેવા [૨]ગાઁવ કે મંડન, મરૂદેવીજી કે નંદન.
કેસરીયા૦ (ટેક)

કેસરકે [૩]ઢેર સે પૂજિત, કેસરીયા નામ હૈ [૪]પુનિત;

---

૧ પાર્શ્વનામના યક્ષના સ્વામી. ૨ ગામ. ૩ ઢગલાથી. ૪ પવિત્ર.

[1]અઠારહ વર્ણસે વંદિત, [2]ભૂપાલોંસે સદા સેવિત.
કેસરીયા૦ ૧

પ્રતિમા હૈ ચમત્કારી, જિસે હૈ તીર્થ યહ ભારી;
સભી દેશોં કે નરનારી, પૂજનસે લાભ લેં ભારી.
કેસરીયા૦ ૨

પતિતપાવન તરન તારન, દુઃખી કે દુઃખ નિવારન;
અનાથોં કે સદા પાલન, કરો ભવ પાર ઉતારન.
કેસરીયા૦ ૩

---

૧ અઢારે જાતિઓથી, યા તમામ આલમથી. ૨ રાજાઓથી અથવા ભૂપાલસિંહ નામના આધુનિક મહારાણાથી સેવિત, કે જેમના પિતા મર્હુમ મહારાણા શ્રી ફત્તેસિંહજીએ ૨૩૫૦૦૦ બે લાખ પાંત્રીશ હજાર રૂપીઆનો મુકુટ શ્રી કેસરીયાજીને મસ્તકે ચઢાવ્યો હતો. તેઓ કેસરીયાજી ભગવાનની પરમ ભક્તિથી શ્વેતાંબરીય વિધિપૂર્વક પૂજા પણ કરતા હતા.

તુંહિ હૈ આદિ ભૂપેશ, તુંહિ હૈ આદિ યોગીશ;
તુંહિ હૈ આદિ તીર્થેશ, તુંહિ હૈ આદિ દેવેશ.
કેસરીયા૦ ૪

**નેમિ-લાવણ્ય** ચરણોંકા, ઉપાસક **દક્ષ** ગાવતહૈ;
જિણુંદકી ભક્તિ નૌકાસે, ભવોદધિ[1] પાર પાવત હૈ.
કેસરીયા૦ ૫

## ૨. શ્રી અજિતજિન-સ્તવનમ્.

પૂછે મને તો હું કહું, દિલદાર હો તો આવી હો—એ રાગ)

મૂર્તિ તારી નિર્વિકારી, હિતકાર હોતો આવી હો;
દેખી નૈનાનંદકારી, મનહાર હો તો આવી હો.
મૂર્તિ૦ ૧

મદ મોહ માયા વારતી, વીતરાગતા અપનાવતી;
શમસુધા પીવરાવતી, અમીધાર હો તો આવીહો.
મૂર્તિ. ૨

---

૧ સંસાર સમુદ્ર.

[1]શિવપંથને ઉજ્જીયાલતી, આનંદ ચંદની ખીલતી;
[2]કલ્યાણ રસને ઝીલતી, રસદાર હો તો આવી હો.
મૂર્તિ૦ ૩

અજીત પદવી વિશ્વમાંહિ, અજિત જિનની છે સહિ;
ઉપમા બધી જીતી રહી, જયકાર હો તો આવી હો.
મૂર્તિ૦ ૪

**નેમિ-લાવણ્ય-દક્ષે** સ્તવી,
[3]શિવશર્મની એ અનુભવી;
સેવે સદૈવ સવી ભવી, શિવકાર હો તો આવી હો.
મૂર્તિ૦ ૫

## ૩. શ્રી સંભવજિન-સ્તવનમ્.

(નાગર વેલીઓ રોપાવ, તારા રાજમહેલોમાં—એ રાગ.)

સંભવ દેવને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં;
દેવાધિદેવને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં (ટેક)

---

૧ મોક્ષમાર્ગને. ૨ હિત અથવા સુવર્ણ. ૩ મુક્તિના સુખની.

ભક્તિ સુધારસ ઝીલી, આતમ ધ્યાનથી ખીલી;
શ્રદ્ધા જ્યોતિઓ જગાવ, તારા ચિત્ત-મંદિરમાં.
સંભવ૦ ૧

શ્રાવસ્તિ નગરી જાયા, જેની કંચન-વર્ણી કાયા;
સેનાનંદને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં.
સંભવ૦ ૨

દિલવર દિલ વસાઈ, હટાઈ કષાય કસાઈ;
જયણા તોરણ બંધાવ, તારા ચિત્ત-મંદિરમાં.
સંભવ૦ ૩

અનંત ગુણાકર સેવા, કર શિવ-મેવા લેવા;
મંગળ ઘંટડી બજાવ, તારા ચિત્ત-મંદિરમાં.
સંભવ૦ ૪

નેમિ સૂરીશ્વરરાયા, પ્રણમી લાવણ્યસૂરિ પાયા;
દક્ષ-જીવન ઉદ્ધાર, તારા ચિત્ત-મંદિરમાં.
સંભવ૦ ૫

# ૪. શ્રી અભિનંદન જિન-સ્તવન.

( જેવી કરે છે કરણી, તેવી તરત ફળે છે-એ રાગ. )

જિણંદ ચંદ વાણી, અનુપમ અમી[1] સમી[2] છે;
ગુણરત્ન કેરી ખાણી, બુધ[3]-માનસે રમી છે.
જિણંદ૦ (૧)

મીઠાશ જેની જાણી, [4]ગર્વો બધા ગળે છે;
જસ પાન કાને કરતાં, ભવ-વ્યાધિઓ ટળે છે.
જિણંદ૦ (૨)

પશુઓ જે ચાવે [5]તરણાં, સાકર શરણ ધરે છે;
શરમાઈ મીઠી દ્રાક્ષો, વનવાસને ધરે છે.
જિણંદ૦ (૩)

[6]પીલુમાં પીલાઈ [7]ઇક્ષુ, અભિમાનને તજે છે;

---

૧ અમૃત. ૨ સરખી. ૩ દેવો અથવા પંડિતોના હૃદયમાં રમી રહી છે. ૪ અહંકાર. ૫ ઘાસ. ૬ યંત્રમાં. ૭ શેરડી.

[1]અભિનંદનીય તે છે, [2]અભિવંદનીય જે છે.
જિણું૰ (૪)

નેમિ-લાવણ્ય-ચરણે, શરણે રહી ભણે[3] છે;
જિનવાણી નાવ સંગે, ભવતીર દક્ષ લે છે.
જિણું૰ (૫)

## ૫. શ્રીસુમતિજિન-સ્તવનમ્.

( જાઓ જાઓ એ મેરે સાધુ રહો ગુરૂ કે સંગ-એ રાગ )

સેવો સેવો, પ્રેમેરે પ્રાણી, સાચો *સુમતિ સંગ,
(ટેક)

---

૧ તે ચોથા અભિનંદન સ્વામીની વાણી છે; અથવા અભિનંદન એટલે પ્રશંસાને લાયક તે વાણી છે. ૨ ભક્તિબહુમાન પૂર્વક વંદન કરવા લાયક. ૩ કહે છે.

*સુમતિનાથ ભગવાન અથવા સુંદરમતિ, યાને નિર્મળ ભાવના. ( તેનો સંગ-સોબત-પરિચય. ) આવી રીતે દરેક સુમતિ શબ્દમાં સમજવું.

કાલ યમ જબ આયગા એક દિન,
પ્રાણુ ચલે પરલોગ;
તન ધન જોબન સબ પરિવારા,
કોઇ ન આવે સંગ. સેવો સેવો૦ ૧

અનંગ[૧] ભુજંગ[૨] સે જંગ[૩] જગા હૈ,
ઝહર બસા જગ અંગ;
સુમતિ સંગ સુધારસ પાને,
વમત હલાહલ[૪] ઢંગ. સેવો સેવો૦ ૨

સુમતિ જિન કે સંગે રંગે,
ઝીલના સુમતિ [૫]ગંગ;
કુમતિ તુરંગ[૬] કે તંગ[૭] કો તજકે,
કરના માનસ[૮] ચંગ,[૯]. સેવો સેવો૦ ૩

---

૧ કામદેવ અર્થાત્ વિષયવાસના. ૨ સર્પ. ૩ યુદ્ધ-સંગ્રામ. ૪ ઝેર. ૫ ગંગાનદી. ૬ ઘોડાની. ૭ લગામ. ૮ મન. ૯ પવિત્ર.

સમેત શિખરપે શિવપદ [1]પાકે,
શાંત કીયા ભવરંગ[2];
સુમતિ કેસરી[3] દીલ બસાકે,
હરના કર્મ કુરંગ.[4] સેવો સેવો૦ ૪
મંગલાનંદકે[5] સંગ પ્રસંગે,
આનંદ મંગલ રંગ;
**નેમિ-લાવણ્ય** સેવક દક્ષકી,
શોષત કુમતિ [6]તરંગ. સેવો સેવો૦ ૫

## ૬. શ્રીપદ્મપ્રભજિન-સ્તવનમ્

(બાબા મનકી આંખે ખોલ-એ રાગ.)

પ્યારા જ્ઞાન ખજાના ખોલ, જ્ઞાન ખજાના ખોલ,
પ્યારા જ્ઞાન ખજાના ખોલ.

---

૧ પામીને. ૨ સંસારના રંગો એટલે જન્મ-મરણાદિક. ૩ કેસરિસિંહ. ૪ હરણ-મૃગ. ૫ મંગલામાતાના પુત્ર. ૬ કુમતિરૂપી જળની છોળો.

અખુટ ખજાના તેરા ખાસા,
અનંત ગુણોંકા હૈ વાસા;
જગમેં દાતા, જગમેં ત્રાતા,
તીન રતન સેવકકો દે કે, કરના ઋદ્ધિ કલ્લોલ.
પ્યારા૦ ૧

અનંત કેવલ દર્શનધારી,
ગુણ-રયણ-રયણાયર[1] ભારી;
તુજ મહિમા હૈ અપરંપારી,
કરૂણાસાગર કરૂણા લાકર,
હરદે દુઃખદંદોલ. પ્યારા૦ ૨

[2]પંકજ જ્યું જલ [3]પંકસે ન્યારા,
તૈસે તું હૈ ભોગકર્મસે ન્યારા;
પદ્મપ્રભુ મેરે પ્રાણસે પ્યારા,

---

૧ ગુણરત્નોના સાગર. ૨ કમળ. ૩ કાદવકીચ્ચડ.

મુજ મન[1]પદ્મદલોં વિકસાકર,
જ્ઞાન સુધારસ ઢોલ. પ્યારા૦ ૩
[2]બુધમાનસમેં નિશદિન સોહે,
તુજ ગુણપદ્મો જગજન મોહે;
મુજ મન [3]મધુકર લીનો નેહે,
અનુપમ પ્રેમ [4]મરંદ બહાકર,
[5]રંગ લગાઓ ચોલ[6]. પ્યારા૦ ૪
નેમિસૂરીશ્વર પટ્ટપ્રદીપક,
ગુરૂ લાવણ્યસૂરિ પય સેવક,
દક્ષ સદા કર જોડ કહત હૈ,
મોહ મહા માતંગ[7] ભગાકર,
મુક્તિ દે અનમોલ. પ્યારા૦ ૫

---

૧ હૃદયકમળ પત્રો. ૨ દેવ અથવા પંડિત પુરૂષોના મન–સરોવરમાં. ૩ ભમરો. ૪ પ્રેમરૂપી સુગંધિફુલનો મધુર રસ. ૫ પ્રેમ. ૬ ઘણી લાલીવાળો પાકો રંગ, આવો ચોળમજીઠનો રંગ કહેવાય છે. ૭ હાથી યા ચંડાળ.

## ૭. શ્રી સુપાર્શ્વજિન સ્તવનમ્.

(હૃદયમાં સ્નેહ સાચો ત્યાં, જીવનનાં માન ઓછાં છે.)

[ રાગ—ગઝલ. ]

જગતમાં દેવ સાચો તું, તુંહિ જગતાજ મોટો છે;
તુંહિ જિનરાજ તુંઠે ત્યાં, જીવન આદર્શ મોટો છે.
જગતમાં૦ (ટેક)

મોટાનો આશરો મોટો, ખજાને કો નહિં તોટો;
અનેરો[1] આશરો ખોટો, તુંહિ ભવઝાજ મોટો છે.
જગતમાં૦ ૧

તુંહિ ત્રાતા તુંહિ ભ્રાતા; તુંહિ શિવશર્મનો[2] દાતા;
તુંહિ તિન કાળનો જ્ઞાતા, તુંહિ શિરતાજ મોટો છે.
જગતમાં૦ ૨

ચખાડી પ્રેમના ભાતા, ભવિક મન આપતા શાતા;
ખપાવો કર્મના ખાતા, તુંહિ જગતાત મોટો છે.
જગતમાં૦ ૩

---

૧ બીજાનો ૨ મુક્તિસુખને આપનાર.

સાખી.

**લોહું મટી સોનુ બને, પારસ મણીની પાસ;**
**પ્રભુ સુપાર્શ્વ**ના સંગથી, તિમ કલ્યાણ[1] વિલાસ.
જગતમાં૦ ૪

સાખી.

**નેમિ લાવણ્ય** સેવના, કરતાં મન ઉલ્લાસ;
નિશદિન શિશુ **દક્ષના,** કાપો કર્મ–કંકાસ.
જગતમાં૦ ૫

## ૮ શ્રી ચંદ્રપ્રભજિન-સ્તવનમ્.

(મૈં બનકી ચીડીયા બનકે બન બન બોલું રે–એ રાગ)
મેં ચંદ્રપ્રભુ મુખચંદ પુનમચંદ ધ્યા....વું....રે.
મેં જિનકા સંગી બનકે દિલ ઉલસા....વું....રે.
મેં કાલ છાલ[2] છટકાવું,
નહિં મોહ પાશમેં આવું,

---

૧ હિત અથવા સુવર્ણનો વિલાસ. ૨ યમરાજના સંગને નસાડું યા પાછળ પડેલા મૃત્યુને હટાવું.

મેં બાલ બાલ, કર પાલ પાલ,
હિલવર જિન દિલ લાવું-
ગુણ ગણુ ગા....વું....રે. મેં ચંદ્ર૦ ૧
મેં ચંદ્રપુરી નભ[1]-ચંદ જિણંદપદ ધ્યા....વું....રે.
મેં ચિત્ત ચકોરકે ચંદ જિણંદ ચંદ ગા....વું....રે.
મેં [2]આલપાલ વિલસાવું,
નહિં ભવ[3] બાલ મેં પાવું.
દુઃખ ટાલ ટાલ, હર કાલ [4]વ્યાલ;
પલપલમેં મંગલ પાવું-
ગુણ ગણુ ગા....વું....રે. મેં ચંદ્ર૦ ૨
મેં **નેમિ-લાવણ્ય**-સેવક **દક્ષ** કહા....વું....રે.
મેં કરૂણા-સાગર-ચંદ્ર-ચકોર બન જા....વું....રે.
મેં તાલ તાલ ગુન ગાવું,
મેં મનકજકો[5] વિસાવું;

---

૧ આકાશ. ૨ સેવા-ભકિત. ૩ વૃક્ષો તથા પાણી વિનાનું શૂન્ય જંગલ. ૪ વાઘ યા ચંડાળ. ૫ હૃદયરૂપી કમળને.

ધર વ્હાલ વ્હાલ, કર ન્યાલ ન્યાલ,
મૈં નિશદિન શીશ નમાવું–
ગુણ ગણુ ગા....વું....રે. મૈં ચંદ્ર૦ ૩.

## ૯ શ્રી સુવિધિજિન-સ્તવનમ્.

( પૂજારી મોરે મંદિરમેં આવો–એ રાગ. )

ભવી....યા....! સુવિધિ જિનકો ધ્યાવો,
ભવી....યા....! સુવિધિ જિનકો ધ્યાવો. (ટેક)
પ્રેમે ભક્તિ–સુધા–ગંગામેં (૨),
જીવન–નાવ ચલાવો, —ભવીયા૦ ૧
[1]મધુકર જ્યું પ્રીતિ [2]માલતી,
ત્યું પ્રભુ પ્રીતિ જગાવો....;
જિનસે પાવો [3]શમસુખકો તુમ,
[4]સુવિધિ–રંગ લગાવો. ભવીયા૦ ૨

---

૧ ભમરો. ૨ મોગરાની જાતનું ફુલ. ૩ સમતા સુખ અથવા ઇન્દ્રિયોને દમન કરવાથી ઉત્પન્ન થઇ સુખ. ૪ સુવિધિનાથ ભગવાનની સાથેનો પ્રેમ અથવા સદ્‌વિધિ ક્રિયાકાંડાદિ પ્રત્યે અભિરૂચિ.

[1]ભવવન–કષ્ટ ભયો જ્યું નાસે,
રંગે ચે જિન ગા....વો....;
ધ્યાન ધરી નીર ખીર પરે તુમ;
જ્યોતિસે જ્યોતિ મિલાવો. ભવીયા૦ ૩
ભક્ત કુમુદ[2]–કું ચંદ્રવદન હૈ,
આનંદ મંગલ પાવો;
અધ્યાતમ ધ્યાન સુધારસ ધારા,
અપને [3]ઘટમેં ન્હાવો. ભવીયા૦ ૪
નેમિ–લાવણ્ય સેવક દક્ષકા,
નમ્ર કથન દિલ લાવો;
[4]સુવિધિ–સુધાકર–ચરણ–સુધાસે,
[5]અજરામર પદ પાવો. ભવીયા૦ ૫

---

૧ સંસારરૂપી અરણ્ય. ૨ ચંદ્રવિકાસી કમળ. ૩ હૃદયમાં. ૪ સુવિધિનાથ રૂપી ચંદ્રના કીરણોમાંથી ઝરતા અમૃતના પાનથી, અર્થાત્ સુવિધિચંદ્રના ચરણામૃતથી. ૫ મોક્ષપદ.

# ૧૦ શ્રી શીતલજિન-સ્તવનમ્.

( વાલમ આય વસો મોરે મનમેં—એ રાગ. )

શી....ત....લ....ના....થ ! રહો મોરે દિલમેં.
શી....ત....લ....ના....થ! રહો મોરે દિલમેં ( ટેક)

[1]સોવન કા....યા, તુમ હિ....પા....એ,
તુમ ગુન રસીયા, [2]સુરપતિ ગાવે,
[3]દ્દઢરથ નંદા....નંદ તુઠત જણ,
આનંદ મંગલ પલમેં. શીતલ૦ ૧

શીતલતા સોહે તુજ ભારી,
ભવમેં [4]ભવદવ દહન નિવારી;
શીતલ છાયા [5]છાય રહી હૈ,
જિનવર ! લોચન [6]દલમેં. શીતલ૦ ૨

---

સુવર્ણવર્ણી. ૨ ઇંદ્ર. ૩ દ્દઢરથરાજા અને નંદા-રાણીના પુત્ર. ૪ સંસારરૂપી દાવાનલ. ૫ પ્રસરી રહી છે. ૬ બંને આંખોમાં.

મોહ મહા [1]વડવાનલ વારી,
સમેતશિખરપે શિવપદ ધારી;
શીતલ ! શીતલ ચંદન–ચંદન સે,
સોહત લોક સકલમેં. શીતલ૦ ૩

જગમેં મેરો તું હિતકારી,
આનંદકારી જગ ઉપકારી;
શીતલ ! શીતલ જ્યોતિ જગાદો,
અમ અંતર–નભતલમેં[2]. શીતલ૦ ૪

**નેમિસૂરીશ્વર** પટ્ટ [3]પ્રભાકર,
ગુરૂ **લાવણ્યસૂરીશ્વર** કિંકર;
**દક્ષ** ચકોર કે ચંદ્ર ! શીતલ જિન !
ગુણ ગાવું પલ પલમેં. શીતલ૦ ૫

---

૧ દરીયામાં ઉત્પન્ન થતો અગ્નિ. ૨ અમારા હૃદયરૂપી આકાશના–તળમાં. ૩ સૂર્ય.

# ૧૧ શ્રી શ્રેયાંસનાથ જિન-સ્તવનમ્.

(રાગ—ઝટ જાઓ ચંદનહાર લાવો, ઘુંઘટ નહિ ખોલું હું.)

નિત આપો, શ્રેયાંસનાથ આપો,
શ્રેય—અંશ આપોને;
રંગ લાગ્યો શ્રેયસ્કર તારો,
સેવક કષ્ટ કા....પોને. (અંચલી)

( સાખીઓ. )

સુર અસુર નર નાયકો, સેવક તારે અનેક;
શ્રેય-પદવી-દાયક! વિભો !, અમારે આધાર તું એક રે;
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૧

શ્રેય—વિધાયક શાશ્વતો, તુમ ગુણ રત્ન ભંડાર;
ગુણ એક આપી પ્રેમથી, રંક જીવન ઉદ્ધાર રે—
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૨

ભક્તિ અધિકી મુક્તિથી, એ અમ રંગ અભંગ;
ચમક ખેંચે જિમ લોહને, તિમ ભક્તિ મુક્તિનો પ્રસંગ રે
સેવક કષ્ટ કા....પોને. નિ૦ ૩

તરણુ તારણુ જગતાજ તું, ભવજલધિમાં જહાજ;
કાજ અમારાં સારીને,શિવપુરીનુ દે....જો રાજ રે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૪
પ્રણુમી **નેમિસૂરીશ્વરા**,વળી ગુરૂ **લાવણ્યમુણિંદ**;
**દક્ષ** શિશુ એમ વિનવે, શ્રી શ્રેયાંસનાથ જિણુંદ રે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૫

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન-સ્તવનમ્.

( મથુરામાં ખેલ ખેલી આવ્યા,-એ રાગ. )

[૧]વસુપૂજ્ય-રાય જયા જાયા,
હો જી....વ ! વાસુપૂજ્ય પાયા. (અંચલી)
[૨]વાસવ-પૂજ્ય જે પૂજ્ય જગતના;
[૩]શિરતાજ આજ પાયા, હો જીવ !૦ ૧
[૪]કામિતપૂરણુ પૂરણુપૂણ્યે,
કામકુંભ કામધેનુ પાયા, હો જીવ !૦ ૨

---

૧ વસુપૂજ્યરાજા અને જયારાણીના સુપુત્ર. ૨ ઇંદ્ર. ૩ માથાના મુગટ. ૪ ઇચ્છિત.

[1]ભાવઠ ભવની આજ મારી ભાંગી,
ચિંતામણી ચિત્ત [2]ઠાયા, હો જીવ !૦ ૩
મનોમંદિરમાં સુરતરૂ [3]ફાળ્યો,
આંગણે અમી વરસાયા, હો જીવ !૦ ૪
માનવભવ મૈં પાવન કીનો,
ભક્તિ-દીપક પ્રકટાયા, હો જીવ !૦ ૫
[4]વાસરમણી સમ વાસુપૂજ્ય પૂજી,
[5]મનપંકજ વિકસાયા, હો જીવ !૦ ૬
[6]સુમનની [7]સુવાસના-માળા પહેરાવી,
વાસો [8]કુવાસના ભગાયા, હો જીવ !૦ ૭
[9]વસુપુંજ-પૂજિત પ્રેમે વધાવી,
કલ્યાણ મંગલ લાયા, હો જીવ !૦ ૮

---

૧ ઉપાધિ જંજાળ-ક્લેશ. ૨ સ્થાપન કર્યા. ૩ નવપલ્લવિત થયો, અર્થાત્ ચોમેરથી ફળફુલ-વળો થયો. ૪ સૂર્ય. ૫ મનરૂપી કમળ. ૬ ફુલ અથવા સુંદર મન. ૭ શુભભાવનાઓ અથવા સુગંધ. ૮ નીચ-ભાવના, અથવા દુર્ગંધ. ૯ ધનપુંજ અર્થાત્ પુષ્કળ લક્ષ્મી.

નેમિ-લાવણ્ય-પદ્મ-સેવક દક્ષે,

જિણંદ ગુણગણુ ગાયા, હો જીવ ૦ ૯

## ૧૩. શ્રી વિમળનાથ-જિનસ્તવનમ્.

{ખુલ ખુલ અમારૂં ઉડી ગયું ત્યાં—એ રાગ]
{અથવા—કાલી કમલી વાલીયાં...એ રાહ.]

[૧]વિમળદર્શન મળી ગયું ત્યાં,

[૨]વિમળદર્શન [૩]હળી ગયું.

વિમળ અમારૂં મન થયું ત્યાં,

[૪]વમળ ભવનું ટળી ગયું. (અંચલી)

વિમળ જિનના વિમળ રાગે,

વિમળ મતિની જ્યોતિ જાગે;

કુમતિ[૫]તમ [૬]અમ બળી ગયું—વિમળ૦ (૧)

---

૧ વિમળનાથ ભગવાનનું પવિત્ર દર્શન, શ્રીવીતરાગ દર્શન અથવા મત, યાને નિર્મળ દર્શન. ૨ નિર્મળ શ્રદ્ધા, શુદ્ધ સમ્યકૃત્વ. ૩ પ્રાપ્ત થયું. ૪ આવર્ત=સંસાર સમુદ્રની ભમરીમાં ભમવું તે. ૫ અંધારૂં. ૬ અમારૂં.

વિમળ જિન નિજ ગુણ [1]કટારે;
કર્મ [2]કટક વિકરાળ વિદારે;
જન્મ મરણ દુઃખ ટળી ગયું–વિમળ૦ (૨)
[3]સજળ [4]જળધર જળની ધારા;
ભવિક [5]કળાકર આનંદ કારા;
વિમળ [6]જીવન મળી ગયું–વિમળ૦ (૩)
વિમળ [7]સોવન [8]વાન ગાને,
વિમળ તાને વિમળ ધ્યાને;
અચળ વિમળ[9]પદ ભળી ગયું–વિમળ૦ (૪)
અકળ [10]કળાધર! જિનજી! જોજો,
અમી નજરથી અમર કરજો,
ચિત્તચકોર જ્યાં હળી ગયું–વિમળ૦ (૫)

---

૧ બે બાજુ ધાર અને છેડે અણીવાળું હથિયાર. ૨ સેના. ૩ જળ સહિત–જળથી પરિપૂર્ણ. ૪ મેઘ. ૫ મોર. ૬ જીવન=પાણી યા જીંદગી. ૭ કંચનવર્ણી. ૮ શરીર. ૯ મુક્તિપદ. ૧૦ ચંદ્ર તથા કળી ન શકાય તેવી કળાઓને ધારણ કરનાર.

**નેમિ-લાવણ્ય-પય વિમળ શરણે,**
વિમળ જિનના વિમળ ચરણે;
**દક્ષ શિશુ શિર લળી ગયું-વિમળ૦ (૬)**

## ૧૪. શ્રી અનન્તજિન-સ્તવનમ્.

( મૈં અરજ કરૂં શિર નામી, પ્રભુ કર જોડ-
જોડ જોડ-એ રાહ. )

મૈં વંદુ અનંત ગુણ ધામી,
શિર કર જોડ જોડ જોડ;
મૈં નમન કરૂં જગસ્વામી,
પુર મન [1]કોડ કોડ કોડ-( અંચલી. )

નયરી અયોધ્યા સ્વામી,
સિંહસેન કુલ [2]શશિ નામી;
સુયશાસુત અંતરયામી,
અંતર ખોલ ખોલ ખોલ. મૈં૦ (૧)

---

૧ હોંશ અથવા અભિલાષ. ૨ ચંદ્ર.

દુષ્ટ વિષય વિષ વામી,
    [1]અષ્ટકર્મ રિપુ-દલ-દામી;
ભવકષ્ટ હરો અમ સ્વામી,
    માનસ ઘોલ ઘોલ ઘોલ. મૈં૦ (૨)

અનંત જ્ઞાન દર્શન ધામી,
    અનંત [2]ચરણગુણ-અભિરામી;
સાદિ અનંત પદ ગામી,
    જસ નહિ [3]તોલ તોલ તોલ. મૈં૦ (૩)

પાર ન પાવે [4]સુરગુરૂ સ્વામી,
    જિનગુન રત્નાકર નામી;
દિનદયાલ આતમરામી,
    રંગ રસ ઢોલ ઢોલ ઢોલ. મૈં૦ (૪)

---

૧ આઠ પ્રકારના કર્મશત્રુના સૈન્યનું દમન કરનાર
૨ ચારિત્ર. ૩ કિંમત. ૪ બૃહસ્પતિ સર્વજ્ઞ ય
કેવલી ભગવંત.

આપ હુએ શિવ વિશરામી,
    હમ રહે સંસારકે [1]ભ્રામી;
મ્હેર કર કે દે દો સ્વામી,
    [2]શિવ વન મોલ મોલ મોલ. મૈં૦ (૫)
**નેમિ-લાવણ્ય** સેવા કામી,
    **દક્ષ** શિશુ કા સ્વામી નામી;
મૈં પાવું સદા નિષ્કામી,
    જિન [3]રંગરોલ રોલ રોલ. મૈં૦ (૬)

## ૧૫. શ્રી ધર્મનાથ-જિનસ્તવનમ્.

[ વાલું વતન આ વાલું વતન...એ રાગ. ]

સાચું શરણુ જિન-[4]**ધર્મ** શરણુ,
સાચું સાચું છે ધર્મ શરણુ. ( અંચલી )
અહિંસા સંયમ તપ આચરણે;
આવી દેવો નમે જેનાં ચરણુ. સાચું૦ ૧

---

૧ ભ્રમણુ કરનાર. ૨ મોક્ષ. ૩ અત્યંત આનંદ.
૪ જૈન ધર્મનું શરણુ અથવા ધર્મનાથ ભગવનાનું શરણુ.

**ભરદરિયે જિમ વ્હાણ શરણ તિમ,**
**ધર્મ જિણુંદ ભજ તારણતરણ. સાચું૦ ૨**
[1]ચરણ–[2]કરણ–ગુણ–ગણનું કારણ.
**વારણ લાખ ચોરાશી–ભ્રમણ. સાચું૦ ૩**
**દાન શીયળ તપ ભાવના ભેદે.**
[3]**ચઉવિહ ધર્મ કહે કર્મ હરણ. સાચું૦ ૪**
[4]**ધર્માદિક** [5]**ષટ–ભાવ પ્રકાશક,**
**ભાનુ–નંદન**[6]ભજ [7]ચારૂ [8]ચરણ. સાચું૦ ૫
[9]ધર્મ–ધુરંધર **નેમિ–લાવણ્યથી,**
**દક્ષ** જનોનું ટળે જન્મ મરણ સાચું૦ ૬

---

૧ ચરણ સીત્તરી. ૨ કરણ સીત્તરી. ૩ ચાર પ્રકારે. ૪ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય–વિગેરે. ૫ છ ભાવો. ૬ ભાનુરાજાના પુત્ર. ૭ સુંદર અથવા પવિત્ર. ૮ ચારિત્ર અથવા પાદ. ૯ ધર્મની ધુરાને ધારણ કરનારા અર્થાત્ ધર્મની પ્રભાવના કરવામાં ધુરંધર કેતાં વિચક્ષણ.

## ૧૬. શ્રીશાંતિજિન સ્તવનમ્.

( તુમ્હીને મુજકો પ્રેમ શીખાયા—એ રાહ.)

( રાગ—ભીમપલાસ )

શાંતિદાયક શાંતિ જિનરાયા,
તોરે ગુણગુણ ગંગમેં ન્હાયા;
જેથી કરી મેં નિર્મળ કાયા,
હર્ષ ભરાયા, જન્મ સુહાયા;
આનંદ આજ અપાર—જિનજી !—
આનંદ આજ અપાર. શાંતિદાયક૦ (૧)

દુઃખ દોહગને દૂર ભગાયા,
નીરખી હરખી ત્રિભુવનરાયા;
આનંદ આજ અપાર—જિનજી—
આનંદ આજ અપાર. શાંતિદાયક૦ (૨)
શાંતિનિકેતન શાંતિજી પાયા,
શાંતિસુધારસ પાન કરાયા;

આનંદ આજ અપાર-જિનજી-
આનંદ આજ અપાર. શાંતિદાયક૦ (૩)
પતિત-પાવન સોવન—કાયા,
સુરપતિ સેવિત હૈં તુજ પાયા;
આનંદ આજ અપાર-જિનજી-
આનંદ આજ અપાર. શાંતિદાયક૦ (૪)
વિશ્વસેનનૃપ અચિરા જાયા,
નેમિ-લાવણ્ય સેવકે ગાયા,
દક્ષવિજય જયકાર-જિનજી—
દક્ષવિજય જયકાર. શાંતિદાયક૦ (૫)

## ૧૭. શ્રી કુંથુનાથ જિનસ્તવનમ્.

(વાસુપૂજ્ય વિકાસી, ચંપાના વાસી, પૂરો
અમારી આશ—એ રાહ.)

કુંથુનાથજી પ્યારા, પ્રાણ આધારા,
તારો ભવોદધિ પા....ર.

[1]સૂરસુત [2]સહારા, સુરમનોહારા,
સ્વામી અમારા, પાપ [3]અમાપ સંહા....ર.( ટેક.)
હસ્તિનાપુરના [4]નામી સ્વામી,
[5]શ્રીનંદન શ્રી....કા....ર;
[6]મહીમાંહિ મહિમા મહા તારો,
તારો તારણહા....ર—
સંસાર-સાગર ખારા, દુઃખભંડારા, નિજગુણહારા
પામર પાર ઉતાર. કુંથુનાથજી૦ (૧)
[7]ષટખંડ સાધી થયા છઠ્ઠા [8]ચક્રી,
નવનિધિ ઋદ્ધિ અપા....ર;
[9]અભ્યંતર ષટ કર્મારિ મારી,
ખટપટ છોડી અસા....ર—

---

૧ સૂર રાજાના પુત્ર. ૨ આશ્રય—આધાર. ૩ ઘણાં—અગણીત. ૪ નામાંક્તિ—પ્રસિદ્ધ. ૫ શ્રીદેવીના સુપુત્ર. ૬ પૃથ્વી મંડળમાં ૭ છ ખંડ પૃથ્વી. ૮ ચક્રવર્તિ. ૯ કામ ક્રોધાદિક આંતરિક છ શત્રુઓને જીતીને.

સત્તરમા જિન ધારા, સત્તર પ્રકારા, સંયમ સારા,
જાણી અથિર સંસાર. કુંથુનાથજી૦ (૨)
[1]કેવળ–કમલા–વિમલા પામી,
થાપી તીરથ હિતકા....૨—
ધર્મચક્રવર્તિ થઇ નામી,
તાર્યાં કેઇ નરના....૨—
અજલંછન ધારા, [2]અજપદકારા, [3]કર્મરજહારા,
કાજ અમારાં સાર. કુંથુનાથજી૦ (૩)
કાલ અનાદિની પ્રીતિ વિસારી,
કીધો તેં [4]શિવવધૂ પ્યા....૨;
સેવક લાખ [5]ચોરાશીમાં રઝળ્યો,
પામ્યો દુઃખ અપા....૨—

---

૧ નિર્મળ કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી. ૨ મોક્ષ પદને આપનારા. ૩ કર્મરૂપી કસ્તરને દૂર કરનારા. ૪ મુક્તિરૂપી સ્ત્રી. ૫ ચોરાશી લાખ યોનિમાં.

ચાર [1]ચોર પ્રચારા, [2]ચંડ આચારા, જિહાં
અવિચારા, [3]રત્નત્રયી હરનાર. કુંથુનાથજી૦(૪)

ભક્તવત્સલ ભગવંત કહાવો,
આવો અમા....રી [4]વા....ર,
નેમિ-લાવણ્ય પદ [5]પંકજ ભૃંગની,
અરજી દિલમાં ધા....ર—
સેવક સંકટહારા! મંગલકારા! પાયક પ્યારા!
દક્ષ જીવન ઉદ્ધાર. કુંથુનાથજી૦ (૫)

## ૧૮. શ્રી અરનાથ જિનસ્તવનમ્.

[રાગ ભૈરવી, તાલ ત્રિતાલ]

{કૃષ્ણ કરે તે ઠીક કરે છે, તું મૂરખ શું શોચ કરે ?}
{યા-આપ અવિચલ નામી છો...ઈત્યાદિ રાહ.}

અરજી અરજિનજી મારી,
ધારી ઉરે ભવ પાર કરો;

---

૧ ક્રોધ-માન માયા-લોભરૂપ ચાર ચોરટાઓ. ૨ ઉગ્ર સ્વભાવવાળા. ૩ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ત્રણ રત્ન. ૪ અમારા રક્ષણાર્થે. ૫ ચરણરૂપી કમળના ભમરાની.

ગરજી હું છું જિનજી તારો,
દાસ સદાનો નેહ ધરો. અરજી૦ (૧)
કાણી છે નૌકા [1]સુકાની વિનાની,
ભર દરિયે તે કેમ તરે ?
જન્મ જરા મરણાદિ નદીઓ,
જેમાં નિરંતર વ્હેતી અરે. અરજી૦ (૨)
આધિ ઉપાધિ વ્યાધિ તરંગો,
[2]જીવન શ્રેણીનો ક્ષોભ કરે;
કાલ મહામચ્છ મુખ [3]વિદારી,
જીવનાં જીવનો ઝડપ કરે. અરજી૦ (૩)
ક્રોધ માન માયા લોભ કષાયો,
ચોરી કસાઈનું કામ કરે;
નિર્મળ ચેતન ભાવ હણીને,
જ્ઞાનાદિ આતમ [4]હેમ હરે. અરજી૦ (૫)

---

૧ નાવિક—ખલાસી. ૨ જીંદગીના સમૂહને તથા પાણીના પ્રવાહને. ૩ ફાડી. ૪ સોનું.

રાગ દ્વેષાદિક ઝેરી સર્પો,
અહર્નિશ જીહાં ડંખે ખરે;
ભીષણ ઉંડા મોહ વમળમાં,
ચકડોળે ચડી નૌકા અરે. અરજી૦ (૫)
સુદર્શન નંદન! સુંદર દર્શન,
તારૂં સુદર્શનચક્ર પરે;
સંકટ સઘળાં દૂર કરીને,
કર્મ [1]કટક ચકચૂર કરે. અરજી૦ (૬)
દિનબંધુ ભવસિંધુ–તારક,
ચતુર સુકાની! મ્હેર કરો;
**નેમિ–લાવણ્ય** સેવક દક્ષની,
ડુબતી નૌકા કિનારે કરો. અરજી૦ (૭)

## ૧૯. શ્રી મલ્લીજિન સ્તવનમ્.

(મેરે મૌલા બુલાલો મદીને મુઝે–એ રાગ)

મલ્લી નાથ! અનાથ સનાથ કરો,
આપી સાથ દિનાનાથ દુઃખ હરો. (અંચલી)

---

૧ કર્મરાજાની સેના.

શેર—

ભૂપ કુંભ કુલે [1]ચંદની, રાણી પ્રભાવતી [2]નંદની;
મિથિલા તણી [3]સંજીવની, ભવરોગની નિકંદની—
આધિ વ્યાધિ ઉપાધિથી મુક્ત કરો. મલ્લી૦ ૧

શેર—

મલ્લી[4] કુસુમ સમ મ્હેંકતી, વિસ્તારતાને પામતી;
કીર્તિલતા તુજ સોહતી, સુરવલ્લીસી જગ મોહતી—
વલ્લી કર્મ તરૂ તણી દૂર હરો. મલ્લી૦ (૨)
શુભ કુંભ લંછન શોભતું, તુજ પાદ પદ્મે થોભતું;
મંગલ કલશ સમ ઓપતું; કલ્યાણ મંગલ આપતું—
મને ભવસમુદ્રથી પાર કરો. મલ્લી૦ (૩)

શેર—

નિત અન્નથી સોના તણી, પુતળી ભરી વિરતિ ભણી;
ષટ મિત્રને બુઝવી હણી, કુમતિ તણી શ્રેણી ઘણી—
કરી મ્હેર મહા મોહમલ્લ હરો. મલ્લી૦ (૪)

---

૧ કુંભરાજાના કુળને પ્રકાશિત કરવામાં ચંદ્રજ્યોત્સના સમાન. ૨ પુત્રી. ૩ જીવન સમર્પી વિદ્યા યા ઔષધિ. ૪ અત્યંત સુગંધી મલ્લી જાતિના પુષ્પની જેમ.

શેર—

ચારિત્ર કેવલ એક દિવસે, અચરીજ જે જગમાં દિસે;
માગસર સુદિ અગીઆરસે, તુજ જન્મથી જગ ઉલ્લસે
નેમિ-લાવણ્ય-દક્ષની રક્ષા કરો. મલ્લી૦ (૫)

## ૨૦. શ્રીભૃગુકચ્છ-ભૂષણ-
## શ્રી મુનિસુવ્રત-જિનસ્તવનમ્.

( રાગ—કાલી કમલી વાલે તુમપે લાખો સલામ.)

મુનિ—સુવ્રત સ્વામી વિભુને, ભાવે વંદન,
વિભુને ભાવે વંદન. (અંચલી)
ભૂપ સુમિત્ર કુલ ચંદ્ર સહારા
પદ્માનંદન સુરમનોહારા;
રાજગ્રહી શણગાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૧
મુનિપુંગવમાં સુવ્રતધારી,
મુનિસુવ્રતજિન જગહિતકારી;
અનંત [1]ચરણાગાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૨

---

૧ અનંતચારિત્રના ગૃહસમાન, અર્થાત્ અનંત ચારિત્રવ્રતને ધારણ કરનારા.

ભૃગુપુર-ભૂષણ પ્રણમી પાયા,
ગણધર ગૌતમસ્વામીએ ગાયા;
જગ ચિંતામણીકાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૩
[1]નૂતન જલધર સમ તનુકાંતિ,
અર્પે નિર્મળ જીવન શાંતિ;
ભવ સંતાપ નિવાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૪
**નેમિ-લાવણ્ય** પુણ્ય પસાયે,
સુવ્રત-દર્શન કરી હરખાયે;
**દક્ષ** શિશુ શિવકાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૫

## ૨૧. શ્રી નેમિજિન સ્તવનમ્

(નદી કીનારે બૈઠકે આવો......એ રાગ)

નમી નમીને નમિજિન ધ્યાવો,
માનવ ભવ ફ્લ પાવો;
મન વચ કાયા એક કરી ને,
પલ પલ દિલ જિન લાવો. નમી૦ (૧)

---

૧ નવીન મેઘસમાન શરીરની કાંતિવાળા, અર્થાત્ શ્યામવર્ણવાળા.

ભક્તિ-[1]મયૂરી રંગે સંગે,
    કર્મ-ભુજંગ[2] ભગાવો;
કલ્પતરૂ સમ નમિજિન નમીને,
    મન વંછિત ખુબ પાવો. નમી૦ (૨)
ચંદ્ર-ચકોર દિવાકર-ચકવા,
    ચાતક-મેઘ સમ ધ્યાવો;
નીરખીર પરે એકમેક થઈ ને,
    જ્યોતિ શું જ્યોતિ મિલાવો. નમી૦ (૩)
નમિ[3]-ગુણ-નંદન વનમાં વીચરી,
    ચિત્ત-સમાધિ જગાવો;
કેવલ-કમલા-વિમલા કલિતા[4],
    મુક્તિ લીલા સુખ પાવો. નમી૦ (૪)
વપ્રામાત તાત વિજય જસ,
    જગત તાત વધાવો;
**નેમિ-લાવણ્ય** ચરણોપાસક,
    **દક્ષ** કહે ગુણ ગાવો. નમી૦ (૫)

---

૧ ઢેલ-મોરડી. ૨ કર્મરૂપી સર્પ. ૩ નમિજિનના ગુણરૂપી નંદનવનમાં. ૪ નિર્મળ કેવળજ્ઞાનલક્ષ્મી સહિત.

## ૨૨. શ્રી નેમિજિન સ્તવનમ્.

(રખીયા બંધાવો ભૈયા, શ્રાવણુ આ...યા...રે—એ રાગ)

ભવિયા [1]ભવાબ્ધિ–[2]નૈયા, તારક પા....યા....રે
તારક પા....યા....રે, તારક પા....યા....રે
ભવિયા૦ (ટેક)

શિવાદેવીના જાયા, નેમિ જિણુંદ રાયા;
સમુદ્ર–[3]કુલ સુહૈયા....તારક પા....યા....રે.
ભવિયા૦ (૧)

પશુઓને ઉગારી, તજી રાજુલ નારી;
ગિરનારે જઈ રહીયા....તારક પા....યા....રે.
ભવિયા૦ (૨)

જિહાં સંજમ લીયા, કેવલ મોક્ષ પાયા;
ત્રૈણુ કલ્યાણુક ગૈયા....તારક પા....યા....રે.
ભવિયા૦ (૩)

---

૧ સંસાર સમુદ્ર તરવાની. ૨ નૌકા સમાન. ૩ સમુદ્રવિજય રાજાનું કુળ, અથવા સંસાર સાગરનો કાંઠો.

શંખ લંછન ધારી, બાળથી બ્રહ્મચારી;
પૂજી સુધારો જૈયા....તારક પા....યા....રે.
ભવિયા૦ ( ૪ )
નેમિ લાવણ્ય ધામી, પુણ્ય ઉદયે પામી;
દક્ષ [1]સુકાની [2]સૈયા....તારક પા....યા....રે.
ભવિયા૦ ( ૫ )

## ૨૩ સ્થંભન મંડન-
## શ્રી પાર્શ્વજિન સ્તવનમ્.

( મેરે મૌલા બુલાલો મદીને મુઝે—એ રાગ. )

વામા-નંદનને ભવિ ભાવે ભજી,
પૂજો થંભણ પાસને પાપ તજી. ( ટેક )

શેર—

મૂર્તિ અનુપમ શાંતિકારી, જે સદા મંગલ કરી;
સંસાર સાગર તારનારી, તરણ તારણ તે [3]તરી.
સેવો શાન્તસુધારસ પાન કરી. વામા૦ ૧

---

૧ નાવિક. ૨ સ્વામી. ૩ નાવ.

ધરણેંદ્ર દેવે ભાવથી, પાતાલ પતિએ પ્રેમથી;
સૌધર્મ ઈંદ્રે દીલથી, પૂજી પ્રતિમા માનથી.
લાખો વર્ષો સુધી મન નેહ ધરી. વામા૦ ૨
રામ લક્ષ્મણ ધ્યાવતા, બસેં ઓગણી દિનો થતા;
[૧]લંકાબ્ધિને થંભાવતા, સીતા સતીને પાવતા.
જેઓ સ્થંભન પાર્શ્વ એ નામ કરી. વામા૦ ૩
અભયદેવ[૨] સૂરીસરા, ધરણેંદ્રની વાણી સુણી;
[૩]જયતિહુઅણથી થુણી, નિજ કુષ્ઠ[૪]વ્યાધિને હણી.
દેવ દર્શનથી દિવ્ય દેહ ધરી. વામા૦ ૪
નાગાર્જુને નિજ સિદ્ધિ સાધી, કોટીવેધી રસ તણી;
જે મૂર્તિના આલંબને, કોટી ગયા મુક્તિ ભણી.
**નેમિ લાવણ્ય દક્ષની મોક્ષકરી.** વામા૦ ૫

---

૧ લંકાના સમુદ્રને. ૨ નવાંગી ટીકાકાર શ્રીઅભયદેવસૂરીશ્વરજીએ, ૩ " जय तिहुयण वरकप्परुक्ख जिण धन्नंतरि "...ઈત્યાદિ સ્તોત્ર રચી સ્તુતિ કરી. ૪ કોઢ રોગને.

## ૨૪. શ્રી મહાવીર જિન સ્તવનમ્.

(છોટી બડી ગૌઆંરે, ચરાવે પેલા કાનજી—એ રાગ

મહાવીર સ્વામીરે, ભાવથી કરૂં વંદન
ભાવથી કરૂં વંદના, ભાવથી કરૂં વંદના-
મહાવીર૦ (ટેક

ત્રિશલાનંદન પાપ નિકંદન,
વદન પુનમચંદ—ભાવથી૦ મહા૦

જગ જન રંજન તુંહિ નિરંજન,
દર્શન નયનાનંદ—ભાવથી૦ મહા૦

લોક અલોક પ્રકાશક લાયક,
કેવલ નાણુ [1]દિણંદ—ભાવથી૦ મહા૦

ભવ્ય—કમલ—વન—બોધકતારી,
જીવન જ્યોત અમંદ—ભાવથી૦ મહા૦

શાસનનાયક શિવસુખદાયક,
પાયક સેવક [2]વૃંદ—ભાવથી૦ મહા૦

---

૧. સૂર્ય. ૨. સમુદાય.

તરણુ તારણુ ભવદુઃખવારણુ,
કારણુ શિવતરૂ કંદ–ભાવથી૦ મહા૦ ૬
[1]ગુણુરયણુ [2]રયણુાયર ધ્યાવું,
વર્ધમાનજિણુંદ–ભાવથી૦ મહા૦ ૭
નેમિસૂરીશ્વર પટ્ટપ્રભાકર,[3]
સૂરિ લાવાણ્ય [4]મુણિંદ–ભાવથી૦ મહા૦ ૮
[5]તસ પદપંકજ દક્ષ [6]ભ્રમરનાં,
કાપો ભવભવ ફંદ–ભાવથી૦ મહા૦ ૯

## સ્તવન ચોવીશીનો કળશ.

(હરિગીત છંદ)

તપગચ્છ[7]ગગને[8]ગગનમણિ સૂરિ-ચક્રવર્તિ જગગુરૂ,
શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વર–[9]પટ્ટનંદન સુરતરૂ;

---

૧. ગુણુરૂપી રત્નના. ૨. સમુદ્ર. ૩. સૂર્ય. ૪. મુનીન્દ્ર. ૫ તેમના ચરણુકમળમાં. ૬ દક્ષરૂપ ભ્રમરના. ૭ આકાશમાં. ૮ સૂર્યસમાન. ૯ પાટરૂપી નંદનવનમાં કલ્પતરૂ સમાન.

સકલવિદ્યા—સાગરૂ ગુરૂરાજ ગુણગણ—[1]આગરૂ,
શ્રીમદ્વિજયલાવણ્યસૂરિ-રાજ[2]પદકજ મધુકરૂ. ૧
શિશુ દક્ષવિજયે એક રંગે, ચિત્ત ચંગે એ રચી,
ચોવીશ જિનની સ્તવનમાલા, રાગ નૂતનથી શુચી;
સરસ[3]સુરભિ ભક્તિ[4]કુસુમો,જિન તણા[5]ગુણમાં ગુંથી,
ચોમાસુ રહી થંભણપુરે, નિજ પર હિતાર્થે હેતથી.૨
નિખિલનિર્મલ[6]અનલ-નિધિ-નિધિ,ચંદ્ર વિક્રમ સંવતે,
જે[7]વિબુધ જન મન રંજની, શુભ ભાવ સંગત રંગતે;
નિજ કંઠમાં જે પ્રાણી એને પ્રેમથી ધારણ કરે,
તે સંપદા સૌ પામીને [8]ભવસિંધુને સ્હેજે તરે. ૩

**॥ ઇતિ શ્રી નૂતનજિન સ્તવન—ચોવીશી સમાપ્તા ॥**

---

૧ ગૃહ—ઘર. ૨ ચરણરૂપી કમળમાં ભમરા સમાન. ૩ સુગંધી. ૪ ભકિતરૂપી પુષ્પો. ૫ જિનેશ્વર ભગવંતની ગુણરૂપી દોરીમાં. ૬ ૧૯૯૩ ની સાલમાં. ૭ પંડિત અથવા દેવ. ૮ સંસાર સમુદ્રને.

# [1]કલ્યાણક પચ્ચીશી.

(યાને ૨૪ જિનનાં ૧૨૦ કલ્યાણક તિથિનું સ્તવન)

(પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું...એ રાગ)

પંચ કલ્યાણક–વન્ત હો જિનવર! વંદના,
વિશ્વ તણા કલ્યાણ કારણ ગુણખાણ જો. (ટેક)
સુરપતિ સેવે હો, જિન ચોવીશના,
ચ્યવન જન્મ દી...ક્ષા કેવળ નિર્વાણ જો.
પંચ૦ ૧

---

૧ આ સ્તવનમાં શુદ પખવાડીયાથી શરૂ થતા (ગુજરાતી) માસ પ્રમાણે કલ્યાણકોની માસ તિથિનું વિધાન છે. માટે વદ પખવાડીયાથી માસારંભ માનનાર (મારવાડી પંઝાબી વગેરે) મહાનુભાવોએ જ્યાં વદ તિથિ હોય ત્યાં એક માસ આગળ વધારીને તે માસની વદ તિથિ સમજવી. જેમકે જેઠ વદ ચોથે શ્રીઋષભદેવનું ચ્યવન છે, તો ત્યાં અષાઢ વદ ચોથ સમજવી. શુદમાં સમાનતા હોવાથી તેમ કરવાની જરૂર નથી.

ચ્યવન જેઠ–વદ હો, ચોથે જાણીએ,
જન્મ સંજમ વદ આઠમે ફાગણ જાણ જો;
કેવળ મહા હો, વદ અગીયારસે;
પોષ વદ તેરસે **ઋષભજિણંદ** નિર્વાણ જો.
પંચ૦ ૨

ચ્યવન વૈશાખ–શુદ હો, તેરસે જાણીએ,
મહા શુદ આઠમ–નોમે જન્મ–ચારિત્ર જો;
કેવળ પોષ હો, શુદ અગીઆરસે,
**અજિતજિનેશ્વર** મોક્ષ પાંચમે શુદ ચૈત્ર જો.
પંચ૦ ૩

ચ્યવન ફાગણ–શુદ હો, આઠમે માનીએ,
[1]સહ શુદ ચૌદશ પુનમે જન્મ ચારિત્ર જો;
કેવળ આસો હો, વદની પાંચમે,
**સંભવજિન** નિર્વાણ શુદ પાંચમે ચૈત્ર જો.
પંચ૦ ૪

---

૧ સહ–માગશર.

વૈશાખ  શુદ-ચોથે હો, અભિનંદન ચ્યવ્યા,
 મહા શુદ બીજને બારશે જન્મ ચરિત્ત જો;
કેવળ શુદ હો, પોષની ચૌદશે,
 શુદ વૈશાખની આઠમે મુક્તિ પવિત્ત જો.
પંચ૦ ૫

ચ્યવન શ્રાવણ-શુદ હો, બીજે જાણીએ
 જન્મ સંજમ વૈશાખ શુદ આઠમ નોમ જો;
કેવળ ચૈત્રી હો, શુદ અગીઆરસે.
 સુમતિનાથ-નિર્વાણ ચૈતર શુદ નોમ જો.
પંચ૦ ૬

પોષ વદ કેરી-છઠ્ઠે હો, પદ્મપ્રભુ ચ્યવ્યા;
 આસો વદ બારસ-તેરસીએ[1] જનિ-દીક્ખ જો;
ચૈત્રી પુનમે હો, કેવળ પામીયા.
 કાર્તિક વદ એ....કાદશીએ શિવસુક્ખ જો.
પંચ૦ ૭

---

૧ જન્મ અને દીક્ષા.

ચ્યવન શ્રાવણ–વદ હો, આઠમે માનીયે
જેઠ શુદ બારસ–તેરસે જન્મ–ચરિત્ત જો;
મહા વદ છઠ્ઠે હો, ને વળી સાતમે,
પ્રભુ સુપાર્શ્વ–જ્ઞાન નિર્વાણ પવિત્ત જો.
પંચ૦ ૮

ચ્યવન ફાગણ–વદ હો, પાંચમે પામીયા
[1]સહ વદ બારસે તેરસે જન્મ–ચરિત્ત જો;
કેવળી હુવા હો, મહા વદ સાતમે,
શ્રાવણ વદની સાતમે ચંદ્રપ્રભુ–મુક્ત જો.
પંચ૦ ૯

સુવિધિનાથ–મહા હો, વદ નોમે ચ્યવ્યા,
કાર્તિક વદ પાંચમે છઠ્ઠે [2]જનિ–દીક્ખ જો;
કાર્તિક શુદ હો, તીજે કેવળી,
ભાદરવા શુદ નોમે લહ્યું શિવસુક્ખ જો.
પંચ૦ ૧૦

---

૧ સહ–માગશર. ૨ જન્મ અને દીક્ષા.

ચૈતર વદની છઠ્ઠે હો, શ્રીશીતલ ચ્યવ્યા,
પોષ વદ બારસે પામ્યા જન્મ–ચરિત્ત જો;
કેવળ વદ હો, માગસર ચૌદશે,
ચૈતર વદની બીજે મુક્તિ પવિત્ત જો.
પંચ૦ ૧૧

ચ્યવન વૈશાખ–વદ હો, છઠ્ઠે પામીયા
મહા વદ બારસે તેરસે જન્મ ને દિક્ખ જો;
પૌષી અમાસે હો, કેવળ પામીયા
અષાઢ વદની ત્રીજે શ્રેયાંસ–[1]મુક્ખ જો.
પંચ૦ ૧૨

વાસુપૂજ્યજી–જેઠ હો, શુદ નોમે ચ્યવ્યા,
જન્મ સંજમ મહા–વદ ચૌદશે અમાસ જો;
કેવળ મહા હો, શુદ બીજે લહ્યું,
અષાઢ શુદની ચૌદશે મુક્તિ નિવાસ જો.
પંચ૦ ૧૩

---

૧ મોક્ષ.

ચ્યવન વૈશાખ-શુદ હો, બારસે પામીયા,
જન્મ સંજમ મહા-શુદ તીજ ચોથે થાય જો;
કેવળ શુદ હો, છઠ્ઠે પોષની
જેઠ વદ સાતમે વિમળ-મુક્તિ મનાય જો.
પંચ૦ ૧૪

ચ્યવન અષાઢ-વદ હો, સાતમે માનીયે,
ચેતર વદની ચોદશે [૧]ચરણને [૨]નાણ જો;
જનમ વદ હો, ચૈત્રી તેરસે
ચૈતર શુદની પાંચમે અનંત-નિર્વાણ જો.
પંચ૦ ૧૫

ચ્યવન વૈશાખ-શુદ હો, સાતમે પામીયા,
જન્મ સંજમ મહા શુદ તીજ તેરસે જાણ જો;
પોષી પુનમે હો, કેવળ પામીયા,
જેઠ શુદ પાંચમે ધર્મજિણંદ-નિર્વાણ જો.
પંચ૦ ૧૬

---

૧ ચરણ-દીક્ષા. ૨ કેવળજ્ઞાન.

ચ્યવન શ્રાવણ-વદ હો, સાતમે પામીયા
વૈશાખ વદની તેરસે જન્મ-નિર્વાણ જો;
વૈશાખ વદ હો, ચૌદશે સંયમી,
પોષ શુદ નોમે શાંતિજિણંદ [1]સુનાણ જો.
પંચ૦ ૧૭

કુંથુજિણંદ વદ નોમે હો, આષાઢે ચ્યવ્યા,
ચૈત્ર વદ ચૌદશે પાંચમે જન્મ ચારિત્ર જો;
કેવળ ચૈત્રી હો, શુદ ત્રીજે લહ્યું,
ચૈતર વદની એકમે મુક્તિ પવિત્ર જો.
પંચ૦ ૧૮

શુદ ફાગણ-બીજે હો, અરજિનજી ચ્યવ્યા,
જન્મ મોક્ષ માગ-સર શુદ દશમે સુહાય જો;
કેવળ શુદ હો, કાર્ત્તિક બારસે,
માગસર શુદ અગી..યારસે [2]ચરણ ગવાય જો.
પંચ૦ ૧૯

---

૧ સુનાણ-કેવળજ્ઞાન. ૨ દીક્ષા.

શુદ ફાગણ—ચોથે હો, મલ્લીજિન ચ્યવ્યા,
માગસર શુદ એકાદશી એ ત્રણ જાણ જો;
દીક્ષા કેવળ હો, જન્મ જગ [1]ચિત્ર તો,
શ્રાવણ શુદની બારસે લહ્યું નિર્વાણ જો.
પંચ૦ ૨૦

મુનિસુવ્રત—ચ્યવ્યા હો, શ્રાવણી પુનમે,
વૈશાખ વદ આઠમ નોમે જન્મ—મોક્ષ જો;
ફાગણ શુદ હો, બારસે સંયમી,
મહા વદ બારસે કેવળજ્ઞાન પ્રત્યક્ષ જો.
પંચ૦ ૨૧

નમિજિનેશ્વર ચ્યવ્યા હો, આસો પુનમે,
અષાઢ વદ આઠમે જન્મ અને [2]શુક્ર કૃષ્ણ જો;
નવમી એ દીક્ષા હો, [3]સહ અગીયારસે,
શુક્લ કેવળ ને [4]મધુ વદ દશમે નિર્વાણ જો.
પંચ૦ ૨૨

---

૧ ચિત્ર—આશ્ચર્ય. ૨ શુક્ર—જેઠ. ૩ માગસર. ૪ મધુ—ચૈત્ર.

નેમિજિણંદ વદ–આસો હો, દ્વાદશીએ ચ્યવ્યા,
શ્રાવણ શુદ પાં...ચમે છટ્ઠે [1]જનિ–દીક્ખ જો;
ભાદ્રી અમાસે હો, કેવળ મેળવ્યું,
અષાઢ શુદ આ....ઠમે ટાળ્યું ભવદુઃખ જો.
પંચ૦ ૨૩

ચ્યવનને કેવળ ચોથે હો, વદ ફાગણ તણી,
[2]સહ વદ દશમ એકાદશીએ જનિ દીક્ખ જો;
શ્રાવણ શુદ હો, આઠમે માનીએ,
પુરિસાદાણી પાર્શ્વજિણંદ શિવસુક્ખ જો.
પંચ૦ ૨૪

મહાવીરસ્વામીજી-[3]શુચિ હો, શુદ છઠ્ઠે ચ્યવ્યા,
ચૈત્ર શુદ તેરસે જન્મ ને કાર્તિક કૃષ્ણ જો;
દશમે દીક્ષા હો, દશમે કેવળી,
શુદ વૈશાખ ને આસો અમાસી નિર્વાણ જો.
પંચ૦ ૨૫

---

૧ જન્મ અને દીક્ષા. ૨ માગસર. ૩ શુચિ= અષાઢ.

## કળશ.

ઇમ ચરમ જિનવર ચરમ કલ્યાણુક તણી શુભ[1]રયણીએ,
ગયો ભાવદીપક ભરતમાંથી દ્રવ્યદીપક કીજીએ;
ઈમ જાણીને [2]અઠ્ઠાર ગણુ–ભૂપાલ વૃંદે ભક્તિથી,
ઉદ્યોત કીધો રત્નની **દીપમાલિકા**થી રંગથી. ૧
પ્રકટી **દીવાળી** ત્યારથી જે આજ પણ ઉજવાય છે,
જગમાંહિ મંગલ-લક્ષ્મી-કારક વિશ્વપર્વ મનાય છે;
શાસનપતિ **શ્રીવીર**ના જયનાદ જાપ જપાય છે,
વળી સુરભિ શુભ આનંદ-કુસુમોની બધે ફેલાય છે. ૨
તે પર્વમાં તપગચ્છનાયક **નેમિસૂરીશ્વર** તણા;
[3]પટ્ટામ્બરે અમ્બરમણી **લાવણ્યસૂરીશ્વર** તણા;
શિશુ **દક્ષવિજયે**[4] જલધિ–નિધિ,–નિધિ,
સોમ વિક્રમ ૧૯૯૪ સંવતે,
રચી પચ્ચીશી કલ્યાણકોની પુણ્યક્ષેત્રે **સુરતે**. ૩

**॥ ઇતિ કલ્યાણક પચ્ચીશી સમાપ્તા ॥**

---

૧ રાત્રિએ. ૨ અઢાર ગણુરાજવીઓએ. ૩ પટ્ટ-રૂપ આકાશમાં સૂર્યસમાન. ૪ ૧૯૯૪ની સાલમાં.

# વિષયાનુક્રમણિકા.